# ગાય વગેરે પશુહત્યા થાયછે

# તેના પાપનું દિગ્દર્શન.

અને

## તેના નીવારણમાટે મનુષ્યનું કર્તવ્યકર્મ.

## ભાગ બીજો.

પંડિત નારાયણ કેશવ વૈદ્ય

એણે

મોટી મેહેંનતથી ભારતાદિ અનેક ગ્રંથોના
આધારે રચીને લોકહિતાર્થ પ્રસિદ્ધ કર્યુંછે.

---

મુંબઈ:

"નિર્ણયસાગર" છાપખાનામાં છપાવ્યું.

ચૈત્ર શુદ્ધ ૧ શકે ૧૮૧૦.



કિંમત એક આનો.

આ બિજા ભાગને લોક આશ્રય આપશે તો ત્રિજો ભાગ પ્ર૦

# મંગળાચરણ.

---

ગોબાલકરક્ષકાય, કૃષ્ણાય પરમાત્મને ॥
પ્રણુતઃક્લેશનાશાય, ગોવિંદાય નમોનમઃ ॥૧॥

**ભાવાર્થ**—ગાયો અને નહાના છોકરાં એમના જીવ બચાવી તેમનાં દુઃખો નહીં સરખાં કરનારા જે કૃષ્ણ-પરમાત્માં ઈશ્વર છે તેને નમસ્કાર હોજો.

**અહીંસા એજ મનુષ્યનો ખરો ધર્મછે.**

એ ભક્ષયંતિ માંસાનિ, ભૂતાનાં જીવિતૈષિણાં ॥
ભક્ષ્યંતે તેપિ ભૂતૈસ્તે, રિતિ મે નાસ્તિ સંશયઃ ॥
નિરયં યાતિ હિંસાત્મા, યાતિ સ્વર્ગમહિંસકઃ ॥
યાતનાં નિરયે રૌદ્રાં, સ કૃચ્છ્રાં લભતે નરઃ ॥

(મહાભારત.)

**ભાવાર્થ**-કોઈપણ પ્રાણીને દુઃખ દીધું કે મારીને ખાધું તો તે દુઃખ પામેલો પ્રાણી જાતે પોતે તે પોતાના શત્રુને દુઃખ દેવાને અને ખાવાને યોગ્ય એવો પરમેશ્વરપાસે ફરિથી પોતે જન્મ લેઇને તે પોતાના શત્રુનું વેર લેછે એમાં સંશય નથી. જીવ મારનારા અને માંસ ખાનારા મનુષ્યોને યમરાજા નરકમાં નાંખી ઘણું દુખ દેછે, માહાભારત પાંચમો વેદ છે એમ પંડીત કેહેછે. તેમાં આ કથા નારદે કહેલી છે.

3૪૦૮





અષ્ટાદશપુરાણેષુ, વ્યાસસ્ય વચનંદ્વયં ॥
પરોપકારાય પુણ્યાય, પાપાય પરપીડનં ॥
અહિંસા પરમો ધર્મ, હિંસામૂલં ચ પાતકં ॥
અહિંસા પરમં દાનં, ચાતુર્વર્ણ્યેડબ્રવીન્મનુઃ ॥

( ઈતિ મહાભારત, ભાગવત, મિતાક્ષરા વ મનુસ્મૃતિ. )

**ભાવાર્થ**—સર્વ શાસ્ત્રમાનો અને અઢાર પુરાણમાનો મુખ્ય સાર, મનુષ્યનો ખરો ધર્મ સર્વ જીવોને કોઈપણ રીતથી સુખ મળે તેજ કરવું એજ મોટું પુણ્ય. અને કોઈ પણ જીવ મરે અથવા દુખાય એમ કરવું એજ મોટું પાપ છે, તે દુઃખ મળવાનું કારણ છે, એમ બધા માણસને સમજવું.

**ઈસરાએલ, ખ્રાસ્તી એમના પવીત્ર શાસ્ત્ર જે બાયબલ છે તેમાંનાં ઉત્પત્તિ પુસ્તક અ૦ ૧ ઓવી ૨૬ થી ૩૧ સુધી—અને નીર્ગમ પુ૦ અ૦ ૨૦ ઓ૦ ૧૩ અનુવાદ પુ૦ અ૦ ૫ ઓ૦ ૧૭ માંથ્યુ પુ૦ અ૦ ૫ ઓ૦ ૭-૧૦-૨૦-૨૧.**

**એમાનો ભાવાર્થ**-પરમેશ્વરે પોતાનાં સરખાંજ મનુષ્યોને ઉત્પન્ન કરીને તેમને ખાવાને માટે, ધાન્ય, ફળ, કંદ, ભાજીપાલા, ઉત્પન્ન કરી આપ્યા અને તેઓને તેણે કહ્યુંકે, આ જગતમાનાં સઘળાં જીવોને તમે સુખદેઈ બચાવો, અને આ પૃથ્વીનું રાજ્ય ન્યાયનીતિથી કરીને તમે સુખ ભોગવો, અને મારૂં નીત્ય ભજન કરો. અન્યાય અથવા

કોઇ પણ જીવની કંઈ પણ કારણ માટે કોઈ પણ દાહડો હીંસા કરશો તો તમને હું નક્કી શીક્ષા કરીશ. એમ દેવે મનુષ્યને કહ્યું છે.

## મનુષ્યાદી જીવને બચાવવામાટે પરમેશ્વરે ગાય અને બળદ ઉત્પન્ન કર્યાછે.

ઊક્ષ્ણો ગૌર્વૃધસા સૃષ્ટા, તસ્ય હ્યુત્પાદનાય ચ ॥
તૈરુત્પાદિતશસ્યેન, સર્વમેતદ્ધિધાર્યતે ॥
યશ્ચૈતાન્ પાલયેત્યત્ના, દ્વર્ધયેચ્ચૈવ યત્નતઃ ॥
જગંતિતેન સર્વાણિ, સાક્ષાત્સ્યુઃ પાલિતાનિ ચ ॥
ગોવૃષાણાં વિપત્તૌ ચ, યાવતઃ પ્રેષકા જનાઃ ॥
અનિવારયતાં તેષાં, સર્વેષાં પાતકી ભવેત્ ॥

( બૃહત પારાશર સંહિતા. )

**ભાવાર્થ**—આ જગતમાનાં મનુષ્યાદી પ્રાણીઓને અન્ન વસ્ત્રાદી સંપત્તી સુખ મળી તેઓ સુખે જીવે, માટે પરમેશ્વરે ગાય અને બળદ ઉત્પન્ન કર્યાછે. એટલા માટે તે ગાય બળદોને જે સુખ આપી જીવાડશે, તેમને આ જગતમાના બધા જીવ બચાવવાનું પુણ્ય મળશે—અને ગાય બળદ વીગેરે પશૂને મારી ખાનારા અને તેમનાં મન દુખવનારા અને તેમનાં તે દુઃખો નીવારણ કરવા માટે કાંઇક, વાચીક, માનસીક, દ્રવ્યસાથે, હાથે પરહાથે મદત કરવા માટે ન ઝુઝ-

નારાં માણસો, આ જગતમાં જે સઘળાં પાપછે તે બધા પાપના અધીકારી થાયછે. એમ પરાશર રૂષી કેહેછે.

## ગાય બળદની ઉત્પત્તી અને તેમનું શ્રેષ્ઠ પણું.

બ્રહ્મદેવે અમૃત પીધું ત્યારે તેનું પેટ ભરાયું અને તેને ઓરકાટ આવ્યો તે ઓરકાટ બરાબર તે બ્રહ્માના મ્હોડામાંથી સુરભી એ નામની ગાય ઉત્પન્ન થઇ, તે ગાયે સોનેરી રંગની ઘણી ગાયો અને બળદ ઉત્પન્ન કર્યા. (ભારત)

દક્ષપ્રજાપતીની કન્યા સુરભી એ નામની એક ગાય હતી તેને બ્રહ્મદેવે વર આપી અમર કરી. અને બધા દેવલોકની ઉપર સુવર્ણનો રત્ન જડીત જે ગોલોક હતો તે તેણીને તેણે આપ્યો. તે લોકમાં દુઃખ મૃત્યુ નથી અને ઘણી ઉત્તમ સર્વ સંપત્તી સુખ ત્યાં જાય તેને મળેછે.

બ્રહ્મદેવે કહ્યું છે કે હે સુરભી દેવી આ તમારી કન્યા અને પુત્ર દેવલોકમાં અને મનુષ્ય લોકમાં આદર યુક્ત પુજા સન્માનાદી સઘળાં સુખો ભોગવશે અને તે પોતાનાં દુધે, દહીંએ, ઘીએ, છાણે, અને સુતરે યજ્ઞયાગાદી સઘળાં કર્મો સીદ્ધીએ પોંચાડશે. અને બદ્ધા જીવોને અન્ન વસ્ત્ર મળવાને તે મુખ્ય કારણ થશે અને તેમની સેવા કરશે તેનાં સર્વ પાપો નહીં સરખા કરી તે ગાયો તેને ગોલોકનુ અખંડ સુખ આપશે, આ પ્રમાણે ગાયોને બ્રહ્મદેવે વરદાન આપ્યું છે. (ભારત).

બધા જગતને મોહ કરનારી માહામાયા જે લક્ષ્મી છે તે એક દહાડો ગાયના દર્શનને સારૂ ગઈ અને ગાયને જોઈને

કેહેછે હે ગાયો હું સઘળા લોકોની કાંતા ( શોભા ) છું.-હું જ્યાં રહીશ ત્યાં બધા ધર્મ, અર્થ, કામ, શ્રેષ્ઠતા અને સર્વે સુખ શોભા રહેછે પણ તમે ગાયો ઘણી પવીત્ર છો માટે હું તમારે શરણે આવી છું. મારો તમે સ્વીકાર કરો, તમારા શરીરમાં અતી નીંદ્ય જે મળ મૂત્ર છે તેમાં જો મને રેહેવાને જગા આપશો તો હું તેમાં પણ આનંદ માની રહીશ. ગાયે પ્રસન્ન થઈ લક્ષ્મીને કહ્યું તારી ખુશી હોય તો તેમાં તૂં રેહે લક્ષ્મી તે ગાયના છાણમાં અને મૂત્રમાં મોટા સંતોષે રહીછે.

એટલા માટે બધા મનુષ્યોએ પ્રાતઃકાળે સુર્ય દેખાયા પેહેલાં પોતપોતાનાં ઘરો ગાયના છાંણે લીપીને ઘરમાંની બધી ચીજો હોય તે ઉપર ગાયનું મુતર છાંટવું એથીકરીને ઘર શુદ્ધ થાય છે. અને તે તે ઘરમાંનાં મનુષ્યોને સંપત્તી, સંતતી, અને સર્વ સુખો પ્રાપ્ત થાયછે. અને તેનાં સર્વે પાપો નહીં સરખાં થઈ અંતે તે માણસો મહાસમર્થ જે ગોલોક છે ત્યાં જઇ સર્વ સુખો અખંડ ભોગવેછે. આ પ્રમાણે ગાયોનું અને ગાયના છાણનું અને મુતરનું'મહાત્મ્ય છે. ( ભારત. )

## બળદ કેટલા મોટા બળવાન્ છે તે જુઓ.

બ્રહ્મદેવે કપીલા ગાયનો છોકરો જે વૃષભ ( બળદ ) તે મહાદેવને બેસવા માટે આપ્યોછે. આખું બ્રહ્માંડ ઉત્પન્ન કરનાર મહાબળવાન્ જે મહાદેવ અને તેની સ્ત્રી જે મહામાયા આદી શક્તી જે પાર્વતી એ બંનેને તે બળદ પીઠ

ઉપર લઇ મનવેગ પ્રમાણે જ્યાં જોઈએ ત્યાં સેજમાં સુખેથી લઇજાયછે. સારાંશ સર્વે બ્રહ્માંડોનો ભાર સહન કરનારો તે નંદીકેશ્વર ( બળદ ) મહાશ્રેષ્ઠ સર્વને અતી પુજ્યછે. (ભારત.)

શીવે પ્રલય વખત નંદીકેશ્વરની પીઠઉપર પોતાનો હાથ ફેરાવ્યો ત્યારે નંદીએ પોતાનું છાણ તેના હાથઉપર નાંખ્યું. તે છાણની ભસ્મ શંકર પોતાને અંગે લગાવેછે. નંદીના છાણની ભસ્મથી મહારોગ અને મહાપાપ જાય છે. ( કાશીખંડ.)

શીખીઋષીનો છોકરો નંદીકેશ્વર હતો. તેને તરસલાગી માટે તેણે વીષ્ણુનો બધો ક્ષીર સાગર પીધો એટલા માટે વીષ્ણુનું અને નંદીનું મ્હોટું યુદ્ધ થયું. ત્યારે નંદીએ વીષ્ણુને નીચે પાડી તેની છાતી ઉપર પોતાનો પગ મુકી વીષ્ણુને જીત્યા અને પોતાનુ પીતાંબર તે વીષ્ણુને આપ્યું. તેવખતેથી વીષ્ણુનું નામ પીતાંબર ધારી અને વત્સલાંછન થયુંછે.

એક દહાડો નંદીએ ઇંદ્રપુરીનો ઘણોજ નાશ કર્યો અને ઇંદ્રાદી બધા દેવ નસાડ્યા. ( કાશીખંડ.)

આજ બળદના પુત્ર પૌત્ર આ પૃથ્વી હવે ખેડીને બધાં ધાન્યો ઉત્પન્ન કરેછે. માટે યજ્ઞયાગો બધાં કર્મો સીદ્ધીએ જાયછે અને દેવ મનુષ્યાદી બધાં પ્રાણીઓને અન્ન વસ્ત્રાદિ બધાં સુખો મળેછે, એટલા માટે બળદ પીતાપ્રમાણે સર્વને પુજ્ય છે. (ભારત.)

## બળદની મેહેનત વગર આ જગત્માં વસ્તુ મળવી કઠણ છે.

વરસના દાહાડા ૩૬૦ છે તેમાના એક રૂષીપાંચેમને દીવસે બૈરાંએજ માત્ર બળદના કષ્ટથી ઉત્પન્ન થયલું કઈજ ખાવું નહીં, તે એક દીવસ કાઢવા માટે બળદની મેહેનત વગર ખરેખર કઈજ વસ્તુ મળતી નથી, માટે સાધ્વી સ્ત્રીઓને તે દીવસે અપવાસજ કરવો પડેછે. (ભવીષ્યોત્તર પુરાણ અને કથાસંગ્રહ આદી ગ્રંથ જુઓ.)

હાલમાં આગગાડીએ અને આગબોટે જેવો દેશેદેશ માલ જઈ આવી સઘળાંને પુરો પડેછે તેજ પ્રમાણે ૩૫ વરસ અગાઉ બળદજ માલ પોંચાડતા હતા.* એ વાત નીર્વીવાદ બધા લોકોના અનુભવમાં છેજ.

**આ જગતની માતા ગાય અને પીતા બળદ છે.**

ગવામંગેષુ તિષ્ઠન્તિ, ભુવનાનિ ચતુર્દશ૦ ।।
ગૌર્મે માતા વૃષભઃ પિતામે દિવં શર્મ જગતીમે પ્રતિષ્ઠા૦ ।। (ઇતિ અંતેષ્ટિપ્રયોગ વ મહાભારત.)

**ભાવાર્થ**—ગાયના શરીરમાં ૭ સ્વર્ગ લોક અને ૭ પાતાળ લોક રહેછે.—આ સર્વ બ્રહ્માંડની માતા ગાયછે અને પીતા બળદછે. એટલા માટે દેવ મનુષ્યાદી સર્વ લોકોએ એ બેની પ્રીતીથી પુજા કરી એમને સુખી રાખવાં એજ સર્વનો ખરો ધર્મછે.

---

* મહા બળવાન પ્રચંડ જનાવર જે હાથી છે તેપણ બળદનાજ કષ્ટનો ખોરાક ખાઈ જીવેછે, બળદ માત્ર કોઈના કષ્ટનું કોઈ દહાડો ખાતો નથી. એને જે મારી ખાયછે તે બંધાની સંપત્તિ સુખની હાની કરેછે.

# મ્લેચ્છ યવનની મુળ માતા ગાય છે.

વસિષ્ઠ રૂપીની નંદીની કામધેનું એ નામની, એક ગાય હતી.* તેને વીશ્વામીત્ર રાજા જુલમથી લેઈ જતો હતો. ત્યારે તે ગાયને ક્રોધ આવ્યો. અને તેણે પોતાની યોનીથી બરબર, ખસ, તીશુક, પુલીંદ, ચીન, કેરલ, સીંહલ, કીરાત, પૌંડ્ર, ઇત્યાદિ યવન, અને પુંછડાથી પન્હવ, શબર, દ્રાવીડ, શક, ઈત્યાદિ મ્લેચ્છ ઉત્પન્ન કરીને તેને તેણીએ એવું વરદાન આપ્યું કે હે પુત્રો, તમે મારા ક્રોધથી ઉત્પન્ન થયાછો માટે તમે મોટાક્રોધી સઘળાને જીતનારા શૂર અને બધી કળા કૌશલ્યો જાણનારા વીદ્વાન થશો. અને આ બધી પૃથ્વીનું રાજ કરશો. એમ કહીને તેમની પાસેથી વીશ્વામીત્ર રાજાનો પરાભવ કરાવ્યો. ( ભારત. )

આ ઉપરથી મ્લેચ્છ યવનોની મુળ માતા ગાય છે. હીંદુનીજ માતા છે એમ નથી એટલુંજ નહીં, પણ મનુષ્યને જનમ આપનારી જે માતા છે તે ઘણું તો બે વરસ દુધ આપેછે. અને ગાય માતા મનુષ્યને રોજ દુધ આપીને નીરોગી રાખેછે. એટલા માટે હીંદુ, યવન મ્લેચ્છ આદી બધા મા-

---

* અપુત્રવાન દીલીપરાજા હતો તેણે એજ ગાયની સેવા કરી ત્યારે તેને તેણીએ સઘળી પૃથ્વીનું રાજ કરનારો સર્વ ગુણ સંપન્ન મહાપરાક્રમી રઘુનામે એક પુત્ર આપ્યો. એ રઘુનાજ વંશમાં વીષ્ણુનો અવતાર, ગાયસરખા સાધુનું રક્ષણ કરવા માટે દાશરથી રામ થયા. એને હીંદુજ પુજેછે એમ નથી. યવનાદી લોક "રહીમ" કહીને એને પુજ્યમાનેછે. એનો વીચાર કરો. ( રઘુવંશ જુઓ. )

ણુસોએ પોતાના હીતને માટે તો ગાયને હરેક ઉપાએ-થી બચાવવી એમ ઠરેછે. ( ભારત અને બીજા ગ્રંથમાં પણ એ કથા જુઓ. )

હીંદુલોક જેવા ગાયની પ્રત્યે નમ્રતાથી અને પુજ્ય બુદ્ધીથી વર્તેછે, તેજ પ્રમાણે તેણીના પુત્ર જે આ મ્લેચ્છ યવન છે તેનાથી પણ હીદુઓ રોજ ઘણું બીહીને નમ્રતાથી ચાલેછે. પણ મ્લેચ્છ યવન પોતાના હીંદુ ભક્તોનું હરેક રીતીથી ગાય જેમ રક્ષણ કરેછે તે પ્રમાણે તેઓ કરતા નથી એટલૂંજ નહીં પણ તેમાના કેટલા એક અજ્ઞાની હીંદુનો ઉ-લટો દ્વેશ કરેછે. તે દ્વેશ છોડી*દઈ હીંદુલોકોનું મન પણ તેમણે દુખવવું નહીં. એજ તેમનો ખરો પરાક્રમ છે.

જુઓ ગાયના છોકરા જે બળદ છે તેઓ આખી સૃષ્ટિને સુખ થવામાટે રાત દાહાડો રોજ તડકો વરસાદમાં પુરૂષાર્થ કરેછે. માટેજ તેઓ હીંદુલોકોના દેવાલયમાં દેવમાં મોટો દેવ જે મહાદેવ છે તેની સામે એટલુજ નહીં પણ તેમની પેહેલાં પથ્થરની મુર્તી રૂપે પણ પુજા લેછે.

( બશ્વપુરાણ, નંદિવ્રત, નંદી મહાત્મ્ય. )

ખરો પુરૂષાર્થ હીંદુ ધરમનું અને હીદુનું રક્ષણ કરશો તોજ તમે મ્લેચ્છ યવન ગાયના પુત્રછો એ માટે બળદ પ્ર-માણેજ હીંદુના દેવાલયમાં પુજા લેવા પાત્ર થશો.

સારાંશ—મ્લેચ્છ યવન અને હીંદુ ઈત્યાદી બધાનો બાપ ઈશ્વર (ખુદા) એકજ છે. મત્તવાદે માહોમાંહે દ્વેશ થયાછે

તે દુર કરી, બેટી, રોટી, વેહવાર એ બે વાત સર્વે લોક અ-હીંસક થાય ત્યાં સુધી દુર કરી, હાલ પરસ્પર પ્રીતીથી એક ગાંઠ કરી ભાઈ પ્રમાણે ચાલવું.* પારકા પણું માનીને કોઈનું કોઇ એ કોઈ પણ રીતે નુકસાન કરવું નહીં એ મતલબથી ચાલવૂં.

**મ્લેચ્છ યવન અહીંસક હતા અને હાલમાંપણછે.**

દયા ધરમકા મુલ હે, હિંસામૂલ હે પાપ ॥
કહતકબીરસુનોસજ્જન, બીચારકરોયહઆપ ॥

**ભાવાર્થ**–મુસલમાન જાતનો કબીર સાધુ હતો તે કહેછે,

---

* **અભંગ**

જે છે જાતીનો બ્રાહ્મણ, તેના ભાઈછે યવન ॥
કરિને પિરોના તાબુત, પુજે છે તે હિંદુભક્ત ॥
કાસિતિર્થ પુણ્ય મેહેમા, મ્લેચ્છ યવનો ન્હાયે તેમાં ॥
ગયા જેવિ માને મક્કા, યવનો હિંદુને મારે ધક્કા ॥
સિનોરોની મોત મા તા, દેવિ હિંદુ માને માતા ॥
પાષાણ વૃક્ષાદિ જીવોને, હિંદુ પુજેછે ભક્તીને ॥
બિજાધર્મીયે વિચાર કરો, દ્રેશ છોડો ય કિકરો ॥
વૈદ્ય કહેછે બદ્ધાને, પ્રિયમાનો જ ગ ત ને ॥

**ભાવાર્થ**–સ્થાવર જંગમાદી સર્વે વસ્તુમાં પરમેશ્વર છે એમ સ-મજીને હીંદુ સર્વેની પુજા કરેછે. અને બીજા ધરમના લોકોને હમારા પવીત્ર હીંદુધર્મમાં તમે આવો તમારો ધરમ અપવીત્ર ખોટોછે, એવો દ્રેષ હીંદુ કોઈના ધર્મનો કોયદાકોપણ કદી કરતો નથી.

કે દયા એજ બધા ધરમનું મુળછે, અને હીંસાએજ બધા પાપનું મુખ્ય મુળછે. એટલા માટે ડાયામાણસોએ હીંસા કદી પણ કરવી નહી.

ફેલીકસ સાહેબ, એણે ધર્મ સંબંધી સંવાદરૂપે એક પુસ્તક પ્રસીદ્ધ કર્યુંછે, તેમાં કલેમંટ, કેહેછે, મેથ્યુ માંસ કદીજ ખાતો નહતો; અને ઇગ્લીશ લશકરી ખાતામાંનો પ્રખ્યાત દાકતર જાકશન કેહેછે કે હું મોટમોટી ત્રણ લડાઈમાં જઇ જીતી આવ્યો, હું માંસ મદ્ય બીલકુલ ખાતો નથી.

પરશીઆ દેશનો રાજા સાયરસ બાદશાહ, અને તેના લાખો કામદાર સરદાર શીપાઇ જનમથી કદીજ માંસ ખાતા નહતા. અને તે મોટા મોટા સાથે લડી આખી પૃથ્વીનું રાજ કરતા હતા—સારાંશ માંસ મદ્ય ખાય તેજ બધાને જીતીને રાજ કરેછે, એ ખોટું નથી શું ? ડાયો જીએન્સ, પીથા ગોરસ, પ્લુટાર્ક, ગોલડસ્મીથ કવી, કાઉપર કવી, અને અકબર બાદશાહ, એ પણ માંસ ખાતા નહતા.

ફ્રાન્સ, રશીઆ, જર્મની, ટરકી, ગ્રીસ, પોર્ટુગાલ, સ્પેન, સ્વીટ્ઝરલાંડ, પોલાંડ, ડેન્માર્ક, સ્વીડન, નોરવે, ઈત્યાદી દેશના ખ્રીસ્તી મ્લેચ્છ, યવન લોકોના, વેજીટેરીઅન સેકટ, મેની ફીલન, અને ટીટોટલર એ નામની મંડળીઓ યુરોપ ખંડમાં અને દ્વીપેદ્વીપ પુષ્કળ છે. એ મંડળીઓમાના લોકો કોઇ પણ જીવને મારતા નથી, અને માંસ, મદ્ય બીલકુલ ખાતા નથી. બ્રાહ્મણ પ્રમાણે ભાજી પાલાદી અહીં-

સક અન્ન ખાય છે. ( પં૦ બા૦ વી૦ ગાવાસ્કર એમણે, અહીંસા ધર્મ પ્રકાશ પુસ્તક પ્રસીધ કર્યું છે તે જુઓ. )

**ગાય બળદ કસાઇ મારેછે તે માટે ઘણી મેહેનત કરતાં છતાં પણ ખેડુતો બીચારા ભુખે મરેછે.**

ચૈત્રવૈશાખના દીવસમાના બપોરના તડકામાંથી ખેતરો સેકતાં ખેડૂના અંગ શેકાઈ ફોલ્લા પડેછે, અને આષાડ શ્રાવણના દીવસના વરસાદમાંથી ખેતરમાં રોપણી કરતાં તેમનાં નાક મ્હોમાં કાદવ માટી જાયછે અને હાથ પગને કાંટા લાગેછે અને જનાવરો કરડેછે, એવાં કષ્ટોનાં નીત્ય કામો કરીને પણ તેમનાં પેટને ફકત સુકો રોટલો પણ મળતો નથી, અને તે અપવાસી મરેછે. ગરમીના દાડામાં મેશેરાનની હવા અને થંડીના દાહાડામાં ગરમ અને નરમ કપડાં અને ખુરશીપર તકીએ એટલી બેસવાનો એશ આરામ વીગેરે સૂખ વ દરરોજ હજારો રૂપીયા પગાર તે બીચારાનાં સ્વપ્નમાં પણ નથી. એટલુંજ નહીં પણ રાનમાં જઈ લાકડાં અથવા ઝાડનાં પાંદડાં લાવી તે શ્રીમંત લોકોને વેંચી પોતાનાં પેટ ભરે તો તેમાં પણ સરકારની મનાઇ બદલ સરકારને પેહલી ફી ભરવી જોઇએ. તે તેઓ કયાંથી લાવી આપેવારૂ ?

આ વાતનો વીચાર દયાળુ માબાપ સરકાર જો જલદી કરશે અને ગાય બળદને બચાવી પોતાના ગરીબ છોકરાંની ( રૈયતની ) સંભાળ કરશે તો ઘણુંજ સારૂં થશે.

## ગાય બચાવનારની અકલનો નમુનો.

કસાઈએ અજમાસે પંદર રૂપીયાની લીધેલી ગાય બચાવવી માટે દયાળુ શ્રીમાન, તે ગાયની કીંમત ૫૦) કે ૬૦) રૂપીયા ભેગા કરીને તે કસાઈને આપેછે. અને તે ગાય; પશુ રક્ષણ કરવાનાં ઘરો ( પાંજરાપોળ ) જે જે ઠેકાણે કરીછે તેમાં છોડી મુકેછે, અને પોતે પુણ્યવાન થયા એમ સમજેછે. પણ તે સાઠ રૂપીયાની, તે કસાઇ ફરીથી બીજી ચાર ગાય લાવી મારેછે. આવી તરેથી ગાય છોડાવવાથી પુણ્ય મળેછે કે પાપ મળેછે તેનો સારી પેઠે વીચાર કરો.

## ગાય બચાવવાનો ખરો ઇલાજ.

આ હીંદુસ્થાનમાં અજમાસે ત્રીશકરોડ પ્રજાછે. તે માના જેને ગાય બચાવ્યાથી સઘળાનો નફોછે અને વધારે પુણ્ય પણછે એવી જેના મનની ખાત્રી થાય તેઓએ પોતપોતાની જાતના અને ગામના અજ્ઞાની અને ગરીબ લોકોને એવી તાકીદ આપવી કે પોતપોતાની ગાયો કોઈ દાડો કોઈને વેંચવી નહીં.

માતા પ્રમાણે રક્ષણ કરેલી ગાય વગેરે પશુ દરીદ્રી માણસ મોટા કષ્ટે પૈસાની હરકતને વાસ્તે, વેંચતી વખત માણસ મરી ગયુ હોય તેમ રડેછે, તેટલા માટે તે ગાયની કીંમત તે તે ગાંમમાના શ્રીમંત લોક હોય તેણે થોડા થોડા પૈસા જમા કરીને ગાયના માલીકને આપવા. અને તે ગાય

પણ તેનેજ આપવી.* અને તેની પાસે ગામના સરકારી અમલદારની સહી સાક્ષી શાથે ગાયની કીંમત આપનારાએ એ એવું લખાવી લેવું કે આ ગાય અને એને જે પ્રજા થાય તે હું અને મારી પ્રજા પણ કોઈ દાડો વેંચવા અધીકારી નથી. અને જો વેંચીએ તો ગામના અને ગામના, સરકારી અમલદારના અને જાતના લોકોના, અને પરમેશ્વરના દંડને પાત્ર, બીજાનો માલ વેંચવા બદલ થઇએ.

આ યુક્તીથી ગાય વગેરે પશુ વેંચનારા ગરીબ લોક કેટલેક દીવસે ગાય વીગેરે પશુઓના મોટા જથાવાળા ધનાઢ્ય શ્રીમાન થશે, અને આજ યુક્તીથી કસાઈ લોકોને ગાય વગેરે પશુ મારી ખાવાને મળશે નહીં. એટલું કહીને આ પુસ્તક સમાપ્ત કરચું છે. ઇતીશ્રી સર્વેશ્વરાપર્ણમસ્તુ.

---

* તે ગાયનું પોષણ અને સંરક્ષણ કરવાનું સામર્થ્ય જો તેના તે માલીકને ન હોય તો તે બાબતની પણ તજવીજ તેને કરી આપવી એટલું કરતાં છતાં જો ગાયના માલીકને તે ગાય નજ જોઈએ એવાં કંઈ કારણો હોય તોજ માત્ર તે ગાય પૈસા આપનારે પોતે લેવી અને ઘણું કરીને ગામના ગામમાંજ તેનું સંરક્ષણ થાય એવો ઉપાય કરવો. સારાંશ—પોતાના ગામની ગાય પારકે ગામ તેને દુઃખ થાય તેવે ઠેકાણે કોઈ પણ દહાડો ન જવા દેવી એવો દઢ અભીમાન, દરેક ગામવાળાઓએ અને પાસે પાસે ગામ હોય તે તે ગામના શ્રીમાન લોકોએ મદત આપી આ કામ સીદ્ધીએ પોંચાડવું એજ તાતપર્ય છે.

**સમાપ્ત.**

